માકણ માચણ જુએ જતીને મારચાનું બહુ પાપરે;
આડથી રાતે ભગવંત સમરેચા, માકણને પ્રતાપ. માકણ.
નવી વહુને માકણ કઇડયા, કઇડ્યા કઇડચા સારી રાતરે;
ખાટલે પાસાં ઘસી ઘસીને બઇડે પાડી ભાત; માકણ. ૨
મીયાંભાઇને માકણ કઇડચા ચટકે ચઢી રે સરે,
ખાટલો અંબેરવા કાહાડયો, ભાગી નાંખી ઇસ માકણ. ૩
માકણ મુવા મસ્તી ઓરા આવે લારો લારેરે,
દીવાનું દીવેલજ ખુટયું તોય ન આવ્યો પાર. માકણ. ૪
એકને મુકી બીજો ઝાલ્યો તીજો નાશી ગયોરે,
ઉતાવળથી ઝાલવા જાઇતો દીવો રાણો થયો. માકણ. ૫
આખી રાત વેણી મુવા પણ તોય ન ઓછા થાયરે;
કાંઇ ખાટલાના પઇયામાં ને કંઇ ભીંતોમાં જાય. માકણ. ૬
વેણ્યા વિના વધી જાય ને પછી ન આવે પારરે.
એક જો છને જીવતો હોયતો તેનો ચાલે વિસ્તાર. મા. ૭
ખાટલા ખંખેરી નાંખો ગોદડાં તડકે નાંખોરે;
ભીંતે જો માકણ જતા હોયતો તે નજરમાં રાખો. મા. ૮

## સાખીઓ ને શમશાઓ.

ગોકુળીએ લેઇ ચાલ વાલા, ગોકુળથી વંદ્રાવન રૂડું;
તે મુજને દેખાડ વાલા, થેઇ થેઇ રાસ રમાડ વાલા,
રાસ રમ્યાના કોડ વાલા, જોજે શ્રી રણછોડ વાલા. ટેક.
સરસ્વતી માતને વિનવું, ગણપત લાગુ પાએ;.
અલબેલી આપ્યા આશ પુરજો, ગુણ સેવક તમારા ગાયતાના
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧

ચંગા સુત રીપુ તારાગર, તાપરખ હરવાર;
ના માતા પીયા ભુષાણ, ના વેરી શામ જુહાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (અરથ ભગવાન) ૨
ચંદન ભરી તલાવડી મોતીડે બાંધી પાર,
અસુરચાં પાણી સાંચરચાં, રાણી રાધા પણીડાની હારવાલા
ગોકુળીએ લેઇ ચાલવાલા.
પથર મટી થઈ પ્રેમદા ભોજન કરતાં ગાય,
આખું અંગ ફરે કુદડી, તેનું એઠુ સડે ખાક વાલા,
ગોકુળીએ લેઇ ચલ વાલા. (ઘંટી) ૪
ડુંગર ઉપર દેરડી, સોની ઘડે સોનાર,
કાહાનજી ઘડાવે વેળીયાં, રાણી રાધા ઘડાવે હાર; વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૫
પાંચ વેંતાની પુતળી મુખ લોહાના દંત,
નારી સગે નિતે રમે, તમે ચતુર વિચારો ચંત વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (સાંબેલુ) ૬
કુવા ઢાંકણ ઢાંકણ ખેતર ઢાંકણ વાડ:
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું તે ઢાંકણ નાર; વાલા;
ગોકુળીએ લઇ ચાલ વાલા. ૭
લંક લપેટાણુ શિત હરાણું, મહી લંકાપતી રાય,
જીસ કારણ કડેરવ હણ્યા, બોકલાવો મારા નાવ; વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ચીર) ૮
મગ મગ જેવડાં મોતીડાં, આડા અવળાજ વેહ;
જુવા માબાપનાં છોરૂવાં, તમને આડો શો સ્નેહ, વાલા,

ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૯

સોપારી જેવડું સારંગડું, તજનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રતન જડ્યાં, એક ધરતીને બીજુ આભ વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (આંખની કીકી) ૧૦

ડુંગર ઉપર ડેરડો ઉપર કળાયલ મોર,
રાજા તાહારા મોહોલમાં ગેંતો દીઠું અંધારૂ ઘોર; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા, ૧૧

ચેંત જેવડી વરખડી વ્હાલા જેવડું ફુલ;
ક્યાં કમળ ઉતરે, તેનું પાકે પાએ મુલ; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા [કુંભારનો ગાડ) ૧૨

ખંભાતી ગાડાં જોતરચાં મહી ભર્યું છે હીર,
પેઉજી હોયનો મુજને, મારાં ફાટી ગયાં છે ચીર; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૩.

નગરમાં નાગી ફરે વનમાં પેહેરે ચીર,
તે તમે જાણજો, મારી સગી નણંદના વીર; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (સોપારી) ૧૪

ખંભાતી ગાડાં જોતરચાં, મહી ભર્યો છે દાંત;
પેઉજી હોયતો મુજને ગને રાતા ચુડાની ખાંત વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૫

ગાય વીહાણી ગાંદરે વાછડું વાડા માંહી,
દેનારી ઝુલે પારણે, તેનાં છોરૂડાં લશકર માંહી વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (બંદુક) ૧૬

આંબલી થડ ચીકણાં કુંકાં ટુકાં પાન;

પૃઉજિ બેઠા સભામાં તેને કેમ કરી કરૂં સાન વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૭
નારી ફરી નર થયો શુરો પેહેલો ઘાય,
આઠ માસ રણ ભાગવી, પછી નારી થઇ ઘર જાય વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ગોકણનો ગોળો) ૧૮
પાટણ દિવો પ્રગટીયો; બે સા પાડી બેવાડ;
આંજનારી આબુઘઢ વસે, એનો છેલ વસે ગુજરાત વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૧૯
પડી પડી પણ ભાંગી નહી, કકડા થયા બે ચાર,
વગર પાંખે ઉડી ગઇ તમે ચતુર કરોને વિચાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૦
આંબો વાવ્યો દક્ષણ દેશમાં ઉગ્યો અમદાવાદ;
ફાલ્યો ફુલ્યો માળવે, વેચાણો ઝાલાવાડ વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૧
આઠ કકડે નર નિપજે દો નારી નર ચાર;
તેમાં બે નપૂશક વસે તે બે તજ્યો ભરથાર વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા ૨૨
તનના કરૂ ત્રાજવાં મનનો કરૂ બેજાર,
હઇયાની કરૂ હાટડી, હુતો વણજ કરૂ વેપાર વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા ૨૩
નારીને તો નર ઘણા બાઝ્યા સાથે પ્રીત;
નારી પેહેલા નર મરે તેતો કેના કુળની રીત વાલા
ગોકુળીએ લઇ ચાલ વાલા. (સોટકાંબાજિ) ૨૪

આંબો ઉગ્યો આકાશમાં કેરી ઝોલાં ખાય,
પરદેશીની પ્રીતડી, તેતો માયા લગાડી જાય વાલા;
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૫
જળમાં પેશી ઘર કરે ઝાઝા જળમાં નાહાય,
માંથુ વાઢે મરે નહી, તેનો ખાન એંચે જિવ જાય વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (ડાંગર) ૨૬
આંબા ટંએ મ્હોરયો કોણ સોંપૂ રખવાળ;
પેલા પાડોશી પાતળો, મારો પરણ્યો નાનેરૂ બાળ; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૨૭
બાપે જન્મી બેટડી બેટીએ જન્મ્યો બાપ;
ચતુર નર સમસ્યા કહો, એતો બેટી ભલી કે બાપ; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (આંબલા) ૨૮
ઊચી ગોરી ઉજળી જળ ભરવાને જાય;
કાંટો વાગ્યો પરેમનો એતો ઉભી ઝોલાં ખાય, વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા.
હસ્તી ચઢાણુ ગઢ રંગન, વેસ્યા વલભ જેણ;
પેઉ પધારો એને હાટડે મોકલોલો તેવું તેણ વાલા.
ગોકુળીએ લેઇ ચાલ વાલા. (સિંદુર) ૩૦
આંગણે વાવું એલચી સેં ચાવું નાગરવેલ,
પરણ્યો હોયતો પાળજે, નીકર મહિયર વળાવી મેલ; વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૧
ત્રણ મૂખને ચાર પગ, સાંભળ ચતુર સુજાણ,
નર ઉપર નારી ચડે પછે હુઇ છે તાણા તાણ; વાલા

ગોકુળીએ લેઇ ચાલ વાલા; (દુઝણું) ૩૨
દરીએ મોતી નિપજે, મોતીનું નહીં મુલ;
ભાગ્યાં હાંનું નહી મળે, એક મોતીને બીજુ મન વાલા
ગોકુળીએ લેઇ ચાલ વાલા. ૩૩

---

## અંબાજીનો ગરબો

કારતક માસે કરુણા કરો મુજ માતરે મા અંબાજી.
અલબેલી અંબા સાંભળ મારી વાતરે, મા અંબાજી.
વાત સાંભળીને સમરૂ શ્રી હરી નાથરે, મા અંબાજી.
તારા દરશનની મને મોટી અંબા આશરે, મા અંબાજી.
માગશર માસે મન મળવા અકુળાયરે, મા અંબાજી.
તારી ઇચ્છા કરતાં દિન વહી જાયરે; મા અંબાજી.
દીન વહી જાય ને આશા મુજને મોટીરે, મા અંબાજી.
તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે. મા અંબાજી.
પોશ માસે મુજને મળવા સોંસરે, મા અંબાજી.
મુજ રંક ઉપર શો ધરયો રોસરે, મા અંબાજી.
રોશ ન ધરીએ તુમે છો દેવી દયાળરે, મા અંબાજી.
જેનું નામ ધરે છે શેવક જન પ્રતિપાળરે, મા અંબાજી.
મહા મહીને કાંઇ વાત સાંભળ્યાં તમારાંરે મા અંબાજી.
મા શુ જુઓ છો કુડાં કરમ અમારાંરે, મા અંબાજી.
કુડાં કરમની કરણી છે મહાનરે; મા અંબાજી.
તારા દરશનનું મને મોટું અંબા ધ્યાનરે મા અંબાજી.

મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે, મા અંબાજિ.
ભાદરવે માસે શિવને મન ભમાવોરે, મા અંબાજિ.
તારાં દુરલભ દરશન આપી તાપ સમાવોરે મા અંબાજિ.
તાપ સમાવીને શીતળ કરો છાંયરે, મા અંબાજિ.
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલય થાયરે, મા અંબાજિ.
આસો માસે અરજ સાંભળજો વહેલીરે, મા અંબાજિ.
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે, મા અંબાજિ.
હેલી કરીને પૂરો મનની આશરે, મા અંબાજિ.
આ શેવક જનને તેડો તમારી પાસરે મા અંબાજિ.
બારે માસ પુરણ કિધા માતરે, મા અંબાજિ.
મા વિશમ પરી વિશ્વાસ ન કરસો ઘાતરે, મા અંબાજિ.
તેરમો મહીનો માહા ઉતમ કેહેવાયરે મા અંબાજિ.
મા હરી પ્રતાપે પુરશોતમ સઉ ગાવરે મા અંબાજિ
પુરશોતમ માસે સંઘ ભરાય બહુ ભારારે, મા અંબાજિ
મા ચાચર ઉપર તરતી ચાલે થાળીરે, મા અંબાજિ
આરાસુરમાં નિત્યે આનંદ થાયરે, મા અંબાજિ
કર જોડીને બાપો શેવક ગાયરે, મા અંબાજિ

ગરબી

મારારે સ્વામી ભોલાને વાહાલા એ રાગ.

માહારારે સ્વામી મારાથી છોટા,
કહે સખી ક્યારે થશે મોટા. ટેક.
બાળ પણામાં પરણીને હરખી,
પરણ્યો પરણી હુતો વિના પરખી; મારારે. ૧

કજોડાની કાહાણી સુણી રડતી,
સમાધ જઉ માગ જો દે ધરતી. મારારે. ૨
પતી પેહેલી પોતડી નવ જાણે,
કહો એની પરણી શુ સુખ માણે; મારારે. ૩
ચતુરા હું ચઉદ તણી પુત્રી,
ન્હાનો નાથ નવનો મરૂ ઝૂરી. મારારે. ૪
ફુકકો કાહાડી જાણે નહી કદી,
કાપે મારાં કાળજડાં બેદી, મારારે. ૫
સહુ રાખી સાન કરે હાસ,
કજોડાની ભારજા કહી બાળે; મારારે. ૬
સખીરે મારે કરમે કજોડુ છે,
તેથી આખા જગમાં નગોણુ છે મારારે ૭
કહે દુઃખ અન્તર ક્યાં કહાએ,
ક્યાં સુધી મધ્યરમાં રહીએ. મારારે
મા બાપોએ જોડુ નવ જોયુ,
જોબન મારૂ એળે તો ખોયુ. મારારે. ૯
સેજે પાસુ ગરડીને સુવે,
અડુરે અ ગ બોઝાવું રૂવે; મારારે. ૧૦
મળ્યો મને નાવલીયો નાનો,
રડે કેમ કરીને રાખુ છાનો. મારારે. ૧૧
આલી આજે કાળ મારે કરવો,
સંકટ સમે દોષ તે નવ ગણવો. મારારે. ૧૨
માગી ભેટ આખરની જાણી,

માંપજો. ધેલુ૦ ૬ વળી વરજમાં વશીને વેર વાળશુજો, તું તો જોજો અમારાં કામજો, અગ્નિનો ભાર ઉતારવાજો, ધરયુ નંદકુંઅર પેર નામજો. ઓઢ્ઢી૦ ૭ અલ્યા સાચુ હેતાં માં દુખ લાગશેજો, પેટ માટે ચારૂછે ગાયજો; આવડો મોહોટો એમાં થયોજો, તુને કોણએ ન આપી કન્યાયજો. ધે૦ ૮ અલી આહીરની કન્યા અમો શુ કરૂજો, અમો સદા કહેવાય બ્રહ્મચારજો; રખે પડછાંયો પાડતીજો, તુતો કાંબળીની ઓઢનારજો. ઓઢ્ઢી૦ ૯ અલ્યા લાખ ટકાની માથે રેંખડીજો. હીરા જડીત મહારો છે હારજો; આછી પટોળી માહારે પેરણુંજો, તુતો કાંબળીનો ઓઢનારજો. ધેલુ૦ ૧૦ જેનો બ્રમાએ તાણો તણ્યોજો, એનો શંકર સારજો વાણનારજો, તેરે ઓઢણ મારે કાંબળીજો, તેનો શેષ ન પામે પારજો, ઓઢ્ઢી૦ ૧૧ અલ્યા પેથના સરખુ તન તાયરૂંજો અમો ચંપક વરણી નારજો; અલ્યા કાયા કનકને પેર વરયુંજો, તુતો પસુ તણો પીંડારજો ધે૦ ૧૨ તુ શાને નિસરયુ મહી વેચવાજો, અલી બેશી રેહેજે ઘરમાંયજો; દોલત ઘણી છે તારા બાપનેજો, તુ શાને અહી આવજો, ઓઢ્ઢી૦ ૧૩ આવે સદા વાટ મહિ વેચવાજો, જઇ પુછો જસોદા માયજો, બાંધી મુઠી સૈવાલાખનીજો, ઉઘાડીએ તો પત જાયજો ધે૦ ૧૪ અની વણી છાછે મહિ ચાખવાજો, મીઠી મેળવણીનો સ્વાદજો, ફીકુ પડશે તો પાછુ આપશુજો, તુ શાને કરે વીવાદજો, ઓઢ્ઢી૦ ૧૫ અલ્યા ગોરસ કેરૂ કોણ ગાજુજો, જેટલુ પીએ એટલુ પાતજો, બચને વેર વાર્યુ

ત્યાગુંજો, ફરી મન મળાવો થાયજો. પે૦ ૧૬ અમ દાણુને ગણ શુ દુલીએજો, તુતો ઘણી દીસે છે રીસાળજો, હથી ને તાળી લ હાદ્યાંજો, તુ પ્રીય ધરીને રસ આલજો, ઓ છી૦ ૧૭ અધ્યા માગ્યાં મુગતાફળ પામીએજો, હઠ કરે કાંઇ નહી એકજો, લાજ નહી તુને લાડકાજો, મન આણત કાંઇ વિવેકજો, પે૦ ૧૮ એવી વીવેક ઘણા છે મન માહરેજો, જવા નહી દેઉ નિરધારજો આપ્યા વિના કેમ છુટશોજો, તારા મનશુ તુ વિચારજો, ઓછી૦ ૧૯ તારા મનનો વિચાર મેં જાણીઓજો, હઠ શાને કરાછો હાથજો મને મન મળી ગયુંજો, જેમ સાકર ભેળો દુધ માંયજો, પે લુ૦ ૨૦ મીઠાં વચન તારાં માનુનીજો, સાકર સરખા બોલજો, પ્રીતનો બાંધો તુંજ પાસછુંજો આવૂ તમાને કોલ જો, પે૦ ૨૧ રાડ ભાગીને રસ વાધીઓજો ગોવાલણી ભાગી પાયજો, નંદજીના કુંવર કૃપાળનેજો, ઉલટ અંગે તે ન માયજો, પે૦ ૨૨ જે કોઇ ગાય શીખે ને સાંભળેજો, તે ફરી ન આવે ગરભ વાસજો; દાણ લીલા દીના નાથ જો, ગુણ ગાય રતનીયો દાસજો. પે૦

માળાની ગરબી.

બધઆગી ગાજો કાહાન માળા ચોરીરે;
જ્યારે પૂછશે સાસુ પર સધયર મારીરે;
જો ઉઠીને છેડલો મઉતો વીપરીત ભાસે આજરે,
મા ગુમને શું જોઇાઉ કહીએ નિરલજને શી લાજ, માળા ચોરીરે

ગોળ પોતાનો ચોરી ખાઈએ, રહીએ સાણકટ વાળીરે;
સ્વારથે મુજ સામુ જુવે, વરણાગીયો વનમાળી મા૦ ૨
સાસુ મારી છે અતી શાપણ, નણદલ નાર ઠગારીરે;
ફુલ પેહેલાં ચોસર ગુથે, કેડ ન મેલે મારી; મા૦ ૩
પરણ્યો અમારી પેર ન જાણે, નહી રેહવાનો ઠામરે;
રામક્રસ્ન પ્રભુ રંગનો રશીયો, ચરણે રાખશે શામ; મા૦ ૪

ગરબી.

મારી સાસુ પૂછશે વાત માળા ક્યાં ગઈરે,
વહુ કાહાનની તારે કંઠે મે દીઠી નહીરે; ટેક
લાડકડી વહુ માળા તમારી મે કાહાનની કંઠે દીઠીરે;
આવડી ડાહી તને કેમ કરી'ચાહી વાત કરે છે મીઠી, મા૦૧
શા માટે તુજને આપ્યુ છે ને શા કીધો ઉધારોરે;
શા માટે મારા મંદીરે પધારે મોહન કામણગારો મા૦ ૨
નાના ચંચળ ચડતે વેશ નરનો સંગ ન છાંડેરે,
હરી સંગાથે હસતાં દેખ હૈડાં મારાં દાઝે; મા૦ ૩
હાણ થવાનું દુખ નથી પણ હરી પેંપે તે માઠુરે;
રામક્રસ્ન પ્રભુ રંગનો રશિયો કદીએ ન છુટે નાથુ. મા૦ ૪

ગરબી

મારી બઈજી છે મનમાન સમ હું ખાઈશરે;
મારી નણદલને નહી ગમે તો મઈયર જાઈશરે. ટેક
બાઈજી બુધ વના મે માળા ટોડલીએ ભરાવીરે,
પેસી થઈ ઘર કામજ લાગ્યુ, વળતી વિગત ન આવી સમ. ૧
શુ સમજી આકાશથી આવી ગગને ઘેર બઈ ચાલીરે,

ગરબી.

મને ક્રસ્ન જોયાના કોડ, સઈયર ચાલોનેરે;
ઉમીયાજીને લાગુ પાય, હરી વર આલોનેરે ટેક.
દેરે દેરે દિવા કરૂરે પૂજુ શંકર દેવ;
સામળીયો વર પામવારે, હુતો કરૂ સંભુજીની શેવ. સઈયર. ૧.
ગોકુળની ગોવાલણીરે, હાંડે ગજપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહયોરે;
એનું મુખડું તે,લાલ ગુલાલ, સઈયર ચાલોનેરે. ૨.
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદલાલ.
કંથ કોડીલા કાહાનજીરે, મારૂ સાસરૂ ગોકુળ ગામ; સઈ.
કાળંદીને કાંઠડેરે નાહાતા નિરમળ નીર,
વસ્ત્ર તે વીડસો હરી ગયોરે, હુતો શેણેરે ઢાંકુ શરીર; સઈ.
ગાય શીખેને સાંભળેરે રાણી રાધાજીનો રાસ,
નરનારી વઈકુંઠ પામશેરે, ગાય નરસઈયો તે દાસ; સઈ. ૫.

ગરબી.

તારી મોરલીએ માહારાજ મન હરી લીધાંરે,
મારી ગઈ છે સુધને સાન, કામણ કીધાંરે.
સાંભળતાંમાં સુધ બુધ ભૂલી, ને તન મન વ્યાકુળ થાય;
પુત્ર પતી પરીવાર સાંકડો, મને મંદીર ખાવા ધાય; મન.
આંતરમાં વ્યાકુળ થયારે, વીસરી ભોજન પાન;
અવળાં આભુશણ પહેરીયાંરે, મેતો નેપૂર બાંધ્યાં કાન; મ.
સેંથે તે કાજળ સારીયાંરે, નયણે સીંદુર રેખ;

આ જોને આંગણીએ ઉભા રંગીલા રણછોડ;
સવિના સ્વામી પ્રભુ અંતરજામી, પૂરો મારા મનડાના કોડ ક

ગરબી.

જેનો પેંડો તે પરઘેર જાય, સખી શું કરીએરે,
અમથી એકલડાં ના રેહેવાય વિજોગે મરીએરે; ટેક.
રૂપ જોતાં રસિયો રૂડો પરાણે કરે છે પ્રીત,
આણ તેડયો આંગણીએરે આવે, એવી તે એની રીત; સખી.
બોલાવ્યો બોલે નહીરે, કોને કહીએ વેર;
સોરડીએ સામા મળેરે, વાલો નીચાં તે ઢાળે નેણ; સખી.
છળભેદ છાના રમેરે, અમને વાયરે વાય,
સવિતા સ્વામી પ્રભૂ અંતરજામી, વાલા મારા પડે ઓળખાય
સખી શું કરીએરે ૩

ગરબી.

જાવ જુઠડા બોલ્યા કાહાન જાઓજી જાણ્યારે,
એવા ધુતારાના ઢંગ, પરઘેર માણ્યારે; ટેક.
વાટ જોવંતાં રજની વીતી, આવ્યા ઉગતે સુર;
કામણગાળા કાહાનજીરે, વાલે અમને વિસારયા છે દુર; જા
પરનારી શું પ્રીતડીરે, કીધી કામ ઠામ;
આંહી આવીને શું કરે જેના ઘેર ઘેર હોય વિશરામ, જા.૨
ક્રોધ મંદીરમાં કાહાનજીરે, કીધી બીજાને લેર,
સવિતા સ્વામી પ્રભૂ અંતરજામી, મેં તો જાણી તમારી પેર જા.૩

વ'દ્રાવનમાં ગઇ ચરાવતાં ગોવ'દને હાથ લીધી; સમ. ૨
અમ વહુઆરૂ નાનાં માટે બોલતાં મુખ ખીજેરે;
મોહનનું મુખ મીઠુ કરાવી માળા માગી લીજે. સમ. ૩
ઘરે પેરે પુછી જોજોને બોલ્યુ ન પડે બાહારેે;
રામકૃસ્ન પ્રભૂ રંગનો રસિયો સહુની લે સંભાળ. ૪

ગરબી.

તારે નાનુડલા બોલીરે વાત સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારા ભરાત સાચા થાશોરે; ટેક
કેહેવાદે મારા ભાઇને એને કાનુડો બહુ વાહાલોરે.
મોહનને કાચો રૂડા દીસોછો માળા અમારી ઘાલો. સમ.
કેદાડાનું કરાગ્રુ કુમતે કયાંય આવી વીસારીરે,
તે મેં કાહાનને કાને દીઠુ સાખ્યછે સઘવર મોહારી. સમ. ૨
હરીને નિત્ય પ્રીતે નિરખ્યા વિના વહુને અન ન ભાવેરે,
સામળીયો સાજેલો થઇને વહુજી માટે આવે, રામ. ૩
વહુને અતી ઘણો વ્હાલો છે સામળીયો શામ વરણોરે;
રામકૃસ્ન પ્રભુ રંગનો રશીયો મથુરાંનો ભગવાન. સમ. ૪

ગરબી.

મારા મન ગમતા માહારાજ મારે ઘેર આવોરે,
હુતો તમસુ તમારે કાજ હશીને બોલાવોરે; ટેક
વીલમ નકરશો વીઠલારે આવો અમ ઘેર આજ,
પેર પેરનાં પકવાન પકાવું; શ્રીકમ તાહારે કાજ; મારે. ૧
મનમાં હતુ જે માગજીરે, મુખથાં કેમ કહેવાય,
આવી થકાતો આવજોરે, માહ જોતાં ં જોબન જાય. મા. ૨

એક એકથી ઉતાવળીરે, નીસરી આવી તે દખા દેખ. મન.
સનમુખ આવી ઉભા રહચારે, નયણે નિરખ્યા નાથ;
લક્ષમણના સ્વામીને રંગે રમતાં, ઝંતે હરએ જોડ્યા હાથ;મ.

ગરબી.

તારે બોલ્યા હળધર વીર અહીં શીદ આવ્યારે
તને કોને દીધોતો સાદ, બુધી ગમાવીરે; ટેક
આવી વેળા અડધી રાતે કોહોને શું છે કાજ,
નારલાજ થઇને નિસરારે,
તમે ખોઇ તે કુળની લાજ અહીં૦ ૧
વેદ તણી મરજાદા લોપીને, ન મગ્યાં સહુ સંસાર,
પાપ એવું પ્રતિવરના તણુંરે
તું તો તજીને ભરથાર અહીં૦ ૨
હું જાણુંછું વન જવાને, આવ્યા સહુ નિરધા ,
બનસીરે બટની કુશમ કળીપર,
ભમરા કરેરે ગુંજાર, અહીં૦
વન જોયુ ને ઘેર પધારો, સામી તમારી આશ;
લક્ષમણના સ્વામીનાં વચન સુણીને,
ગોપી થયારે નિરાશ. અહીં૦ ૪

ગરબી.

તારે બોલ્યા ગોપી જન હવે ક્યાં જઇએરે,
તમે પુરો અમારી આશ એમ ન કરીએરે; ટેક.
• માત પીતાનુ કહ્યુ ન માન્યું ન ગણ્યો ઘેર ભરથાર,

તમો વિના અમને કોઇ નવ ગમે
સુનો લાગે સઉ સંસાર; હવે ક્યાં જઇએરે ૧
રમણ કરોને અમારી સાથે રૂડુ વંદ્રાવન
ના કેહેશોતો નિશ્ચે પડશે.
તમ આગળ અમારૂ તન હવે ક્યાં જઇએરે; ૨
આશ ભરયાં અમો આવીયારે, રમવાને તમો સાથ.
તેડીને તરછોડીયારે
તેતો ના ઘટે તમને નાથ. હવે ક્યાં જઇએરે, ૩
અંતર પ્રીત જોઇ અબળાને, હશીને ભીડી બાથ,
લક્ષમણના સ્વામીએ રાસ માંડયો,
શરદ પુનમની રાત; હવે ક્યાં જઇએરે. ૪

સાતવાર.

આદીતે આનંદ સર્વપેર કહુછુંરે, મારે ગીરધરશું ઘરવાસ વ્રજમાં રહુછુંરે; સોમે પામ્યા સુખ શોવજી ફળીયારે, આ નંદજીનો બાલ મુજને મળીયારે, આ મંગળે મને હેત હરી શું લાગ્યુરે, આ હદય કમળનું બાણુ હઇએ વાગ્યુરે; આ બુધ આવ્યા સુખ જોવા જઇએરે, આ છાની કરીએ ગુજ વાહાલા થઇએરે, આ બ્રહસ્પતી ગુર પ્રતાપ સુખ છે સહુનેરે, આ સખી ચણો આનંદ રાધા વહુનેરે, શુકરના સારવ બાલ સહુને ગમતારે, આ જેના તાળી હાથ રજની રમનારે, આ શનીશ્ચર સહેશો હરીને કાહાવ્યોરે, આ જોગ બન્યો કે આજ રમવા આવોરે. આ શાને વાર જે ગાં૦ ય નરને નારીરે, તેનો વઇકુઠ વાસજ થાય દેવ મારારીરે.

## કજોડાવાળી સ્ત્રીના વિલાપની ગરબા

( અલબેલી આંખે માત જોવાને જઇએ એ. રાગ. )

બળો બળોરે આ અવતાર, દુખ મુજને લાગ્યુ;
મારો સ્વામી છે ન્હાનું બાળ, નિત્ય દેખી દાઝુ. ટેક.
નવ વરસનો નાંવ છે મારો, હું છું જોબન વેશરે;
સોળ વરસની ઉંમર માહારી તેથી થાય કલેશ. દુખ. ૧
પાપી પીતાને શું હવે જાચુ, કાંઇ ન રાખ્યુ ભાનરે;
કુળીના ઘરનો વર જોઇ મને, દીધુ કન્યાદાન દુખ. ૨
બાળપણામાં ઝેરથી મુજને, મારી હોતતો સારૂરે;
આ અવસર નહી બળતે આવું, કુણું કલેજુ મારૂં. દુખ. ૩
બાળક અણુસમજુ પતી મારો, દેખી દીલ બહુ દાઝેરે;
દુખ રૂદેનું કહેતાં આજે, મા ગાહર બહુ લાજે દુખ. ૪
સ્વામી ભેગી સુવા મોકલે, સાસુ નણદી મારીરે;
તે અવસાર ત્યાં વાત બનીતી; હાય નિત્ય દુખકારી; દુખ ૫
ખાટ તળેકે પાગેથે હું, નિત્ય પડેલા જોઇરે;
ઊચકી હુ ઉંશીકે આણુ, રાત કાઢે ઘણુ રોઇ. દુખ. ૬
પોહોર દિવશ પહોડીને ઉઠે, દાતં પાણી ન કરતોરે;
રોતો રોતો મા પાસે જઇ, [illegible] નું ભરતો. દુખ. ૭
ખાતો ખાતો પેશાબ કરતો, મા તેની કળકળતીરે;
ભાન શરીરનું લેશ નહી તેને, તેથી હુ નિત્ય બળતી દુખ. ૮
આ કરતાં પીરૂ હોત નહોતો, માનત મનથી સારૂરે;
દેખીને દાઝે છે આજે, કુણુ કલેજુ મારૂં દુખ. ૯
આધુરામાં પુરો મુજને, કામ ઘણો દુખ દેછેરે;

જાર કરમ કરવાથી મુજને, બીક ઘણી મન રેહેછે. કૃષ્ણ. ૧૦
સમજણો કદી હોત પંડિતો, લોકમાં નવ નિંદાયરે;
પર પુરૂષનો ગરબ રેહેતો, મારી ફજેતી થાય. કૃષ્ણ. ૧૧
શોભીલા નર જોઇને, મારૂં મન ઘણું અકળાયરે;
કામદેવના તાપે કરી, મારૂં શરીર નિત્ય સુકાય. કૃષ્ણ. ૧૨
એમ રાણી કહે મુખથી, કોઇ કજોડું ન જોશોરે;
કૃષ્ણ પુત્રીનું દેખી અંતે, પોક મુકીને રોશો. કૃષ્ણ. ૧૩

મરેઠી.

સુણ ચતુર સુજાણ પર નારીની, પ્રીત કદી ના કીજીએ;
જેણે પ્રીત કરી પરનાર તણી, એને હદ દુખન થાય ઘણી
એણે કુળની લજ્યા કાંઇ ન ગણી. સુણ૦ ૧
તમે પેહેલા મળશો કુતને, તાહારૂં સરવસ લેશે ધુતીને;
પછી રેહેશો અંગ બળુતીને. સુણ૦ ૨
તમે બેઠા મુછો મરડીને, તારૂં કાળજુ ખાશે કરડીને;
નહીં મુકે માંસ આંતરડીને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂં સરવે લેશે વાઇને;
તને ઠરશે એખુ ખાઇને. સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છો પ્યારા, તમને ગોપીઓ કરે કાલાવાલા
તમે દરસન દાનો મોરલીવાળા. સુણ૦ ૫

ગોરમાનો ગરબો.

ગોરમા ગણપત લાગુ પાય કે, વિધાતરાને વિનવુરે લોલ. ૧
ગોરમા ઘરઝોને ભરથાર કે, આપો શું મનેરે લોલ. ૨
ગોરમા ધીક કાંધો આવતાર કે, શું કહુ તુનેરે લોલ. ૩

ગોરમા રક્ષુ સંબંધી મુજ તાન કે, મા માડી બાપણીરે લાજ
ગોરમા સંસાર કીધો સરપ કે, સેજ થઇ સાપણીરે લાજ; ૫
ગોરમા હુ છું નાનેરૂ બાળ કે, પીઉ છે બુઢીઓરે લાજ. ૬
ગોરમા ઘેઠે પડે છે ફાગ કે, મુરખણે બુઢીઓરે લાજ. ૭
ગોરમા માહારૂ થયું જોબન કે, પીઉ ઘરડા થયોરે લાજ ૮
ગોરમા હુ કરૂ કોકીલ શબદ કે, પીઉતો સુખરહયોરે લાજ. ૯
ગોરમા મુને થયાં વરસ સોળકે, પીઉને એશી થયાંરે લાજ. ૧૦
ગોરમા દીઠે જાણું જક્ષ કે, બુધ સઘળી ગઇરે લાજ. ૧૧
ગોરમા શીઆળાની રાત કે, સરદ સોહામણીરે લાજ; ૧૨
ગોરમા વરખ પીઉની જાત કે; દિસે બીહામણીરે લાજ. ૧૩
ગોરમા રજની રમતા બચ્છુ કે, ગાંજુ આંખડીરે લાજ.
ગોરમા ખેર કરતો બાસ કે, કર ચહી લાકડીરે લાજ. ૧૫
ગોરમા શીયાળાની રાત કે, સ્વાદ હોય અતી ઘણોરે લાજ.
ગોરમા રજની વિતી એક કે. આજ માહારે આખડીરે લાજ
ગોરમા કંદ્રપ તનમે ભડકા કે, ટોહો કેમ સરેરે લાજ. ૧૮
ગોરમા પીઉની ઘરડી જાતકે; અરથ ક્યાંહાંથી સરેરે લાજ.
ગોરમા નવરાત્રીના દીન કે, સરદ સોહામણીરે લાજ. ૨૦
ગોરમા દુરબળ માહારો કંથ કે, દીન જાય દોહ્યારે લાજ.
ગોરમા વીજીયા કેરો દીન કે, સહુ શણગાર સજેરે લાજ,
ગોરમા માહારે ઘરડો કંથકે, ધીક અવતારનેરે લાજ. ૨૩
ગોરમા સઉને મન દીવાળીકે, માહારે મન ઉનાળણીરે લાજ
ગોરમા માહારા કરમના ભોગકે, હુ નીસાસણીરે લાજ. ૨૫
ગોરમા રાત દિવસ નવ દેખુ કે, જાણું દવ બળેરે લાજ.

ગોરમા મુજ સરખો પૂરૂશ દેખુકે, મન મારૂં ગળે લાલ.૨૭
ગોરમા મારા કાળા કેસકે, એના ધોળા થયારે લાલ. ૨૮
ગોરમા હુ થઈ જોબન વેશકે, તન માહારૂ બળેરે લાલ. ૨૯
ગોરમા મોહોડે આવે લાળ કે, નેત્ર નીરે ઝરેરે લાલ. ૩૦
ગોરમા હુ નારંગી જેવી કે, તન માહારૂ બળેરે લાલ. ૩૧
ગોરમા સેજ બીછાવું પૂગ્ય કે, તે દેખી ડરેરે લાલ. ૩૨
ગોરમા સાસ ઉધરસાને પોડ કે, પીઉ ઊંઘો સુવેરે લાલ. ૩૩
ગોરમા આભૂશણ પેહેર અંગકે, વસ્ત્ર બહુ ભાતનાંરે લાલ
ગોરમા મીથ્યા થયો અવતાર કે, અસ્ત્રીજાતમાંરે લાલ. ૩૫
ગોરમા શું આપો અવતાર કે નાગરી નાતમાંરે લાલ. ૩૬
ગોરમા સુખ ન પામી એક કે, દુઃખ બહુ ભાતનાંરે લાલ.
[illegible]મા જેને જોબન કંથકે, પૂન કીધાં હશેરે લાલ. ૩૮
ગોરમા મેં કીધાં બહુ પાપકે, હુ વરધની વહુરે લાલ ૩૯
ગોરમા ઓરાંયો ન વિત્યો એક, અમરણાની રીતનોરે લાલ
ગોરમા પુરૂશ ન દીઠો એક કે પૂરી પ્રીતનોરે લાલ. ૪૧
ગોરમા શાવજિ પૂજુ સતીય કે, પામું જોબન ધણીરે લાલ
ગોરમા કામી દેજો કંથ કે [illegible] ત્રીલોવન ધણીરે લાલ.૪૩
ગોરમા મન માહારૂ બ્યાકુલ કે, એનું કેમ ગણુ રે લાલ. ૪૪
ગોરમા હુ થઇ જોબન વેશ કે, એનું કામ બળુરે લાલ. ૪૫
ગોરમા કામી દેજો કંથ કે, ભય ભાગે સહુરે લાલ. ૪૬
ગોરમા નોતો સાસુ નાણંદકે, તો જીવતી રહુરે લાલ. ૪૭
ગોરમા પીઉજી આવે ઘેર કે, હું ભમતી ફરેરે લાલ. ૪૮
ગોરમા લાવ્યા એકજ વસ્ત્રકે, હુતો શું કરૂરે લાલ. ૪૯

ગોરમા દુખનાં ઉગ્યાં ઝાડ કે, મુકાં પાલવારે લાલ. ૫૦
ગોરમા હુ શાંપૂરણ કુંભ કે મા મારી જાળવેરે લાલ. ૫૧
ગોરમા લોક સાથે કરૂં હાંસા કે, મા મારી વારનીરૂ લાલ.
ગોરમા જણતાં દેની ફાંસી કે વીખ દેઇ મારતીરે લાલ. ૫૩
ગોરમા પીહરિ પોહોડા બાર કે જાણુ થઉ સતારે લાલ.
ગોરમા હવે મરૂ સત કે, જે કરમની ગતારે લાલ. ૫૫
ગોરમા વિનતી કરૂછુ એક કે, જે કરમની રતારે લાલ. ૫૬
ગોરમા કરજોડી લાગુ પાય કે, સમરથ દુજો પતારે લાલ.
ગોરમા વિનતી કરૂછુ એક કે, આજ મુકી આંબળોરે લાલ
ગોરમા સહુને દેજો જોડ કે, માતા કરૂણા કરારે લાલ ૫૯
ગોરમા કાની દેજો કંથ કે વલભ કહે કરગરીરે લાલ. ૬૦

પઠાણ બ્રામણીનો કિસ્સો.

સુંદર સુણો મેરી જાન, જીવડા કરૂં કુરબાન
મારાં દીલ લાગ્યાં પઠાણશું ટેક.
પાઠાણ દીલીનો દિવાન અમદાવાદનો ઊમરાવ;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૧
પેહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાને બાંડ
હવેરે થઇ સુંદર તરકડ, જમુ પૂલાવને નાનરે;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૨
સુંદર સુણો મેરી જાન, જીવડા કરૂ કુરબાન;
ગોરી હોય નાદાન, વારીજાઉ મારૂ મન;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૩
પાંચ રૂપૈયા આઠ રોકડારે, કોઇ લશકરમાં જાય;

[illegible]ને પઠાંણને એમ કહે, સુંદર [illegible] નાગર [illegible]
મારૂં દીલ લાગ્યુ પઠાણશું. ૪
સોનીરે વાડામાં મારૂ શાસરૂ, નાગરવા [illegible] રહિએ;
તેડાંરે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહિએરે;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૫
કે લીલુડા વાંસની ટોપલી, સુંદર દળવાને જાય;
દળનાં દળતાં માંડ્યાં રૂચાણું, ભોર કુતરાં ખાય;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૬
હુરે મોડાસાની બામણીરે, પઠાણ દિલીનો [illegible];
મારે જનમની મારે પ્રીતડી, પેલા જનમના તે લેખ
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૭
લીલારે પીળા તંબુ તાણીયા, ફરતી સોનેરી ઝૂલ;
વચ્ચેરે બેઠી નાગર બામણી, પરણ્યો ફકીર ધુળ;
મારૂ દિલ લાગ્યુ પઠાણશું. ૮
દેરાણી જેઠાણીનાં જોડવાંરે, હળી મળી પાણીડાં જાય
પાળે ઉભો પઠાણ પાતળો, દેખી હઇડાં હરખાય;
મારૂ દિલ લાગ્યુ પઠાણશું. ૯
હાથમાં લાલ કમાન લટકતી, તાણી મારેરે તીર;
બાહુડા મારે રૂદીયા ફાટે, ના તાણશો મારાં ચીર
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૧૦
[illegible]ની વાવ્યુ સાતર રોકડીરે. પઠાણ પાતળીયો પાય
[illegible] [illegible] આરોગ્યુ. મનમાં હરખ ન માય;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૧૧

આગળ સાસરાજી । ઘોડલોરે બારે દીયરને જેઠ;
વચ્ચે પરણ્યા તારી ઠાઠડી, બાઈ ઉંડે સમુદર બેટ;
મારૂ દીલ લાગ્યુ પઠાણશું. ૧૨
આગર ચંદનનાં મંગાવું લાકડાંરે, તેની ખડકાવું ચે;
ગુજરે દારાણુ તમ મરશો, બળશુ આપણ બે;
મારૂ દીલ લાગ્યુ પઠાણશુ. ૧૩

### મુંબાઈ સુરતની ગરબી.

સારૂ સારૂરે સુરત શેહેર, મુંબઈ અલબેલી.
માંહિ બાલાજીની મેહેર, મુંબઈ અલબેલી,
સાત માળની મેહેડી ચણાવી, માહે બેઠાં સેઠાણીરે;
આકરે મેહેતા મજલે ચાલે, વાણીયાની બઈયર રાણી મું૦
મુંબઈ રાણી સઉ ઠકરાણી ભરે ન બેડું પાણીરે;
કાવડીયોતો પાણી આણે, પીએ પાણી શેઠાણી મું૦ ૨
મુંબઈમાંતો કંઈ સાકળાં, કાંઠલાનો નહી પારરે;
મુંબઈ શેહેરના શાહુકારોને, દેવાળાની શી વાર. મું૦ ૩
સુરતનાતો સાડીયોને, ઉપર કશબી કોરરે;
મુંબઈ શેહેરના કાપડીઆને, કોઈ માં રહ્યા ઓડ; મું૦ ૪
મુંબઈ શેહેરમાં ઘણી વાડીયો, બગીચાનો નહી પારરે
સાંજ ફરંજ સહુ ફરવા નીસરે, વાડી બાડી સેજ બાહાર મું૦ ૫
મુંબઈનીતો મારકીટમાં સુખડીયો વેચાયરે;
તેથી દિલનો હરખ સારો, સહુ લેવા મન ચાય મું૦ ૬
મુંબઈમાંતો શરવે સુખ પણ, ત્રણ પાંતીનું દુખરે;
ખાંડું ગાંધું બળતણ મોંઘુ, બાહેર જાવું મુખ્ય; મું૦ ૭

મુંબઇના પાન બીડીમાં સોપારીનો કકડોરે,
આઠ વરશની ધરડી ગાડર, તોય ન મુકે લટકો, મું૦ ૮
અમદાવાદી હરામજાદી ખંભાની ગોઝારીરે,
વડોદરાની વાંકી નારી, સુરતની બલીહારી. મું૦ ૯

ચંદ્રાવળીની ગરબી.

માથે મટુકીને મહીડાની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે; વે ચતી સાચંતી નગરમાં પેઠી, કાનુંગે એડલો સાહી રહયોરે મેલો મેલો કાહાનજી જવાદો જાદવજી, અમ ઘેર સસરો રીસાળુવારે, તમારા સસરાને બીજી વહુવારૂ આણીઆલુ તમથી ઘુંઘટ તાણે અદકેરારે. માથે૦ મહી૦ ૧ વેચંતી સા ચંતી નગરમાં પેઠી, કાનુડો એડલો સહી રહયોરે, મેલો મે લો કાહાનજી જવાદો જાદવજી, અમઘેર સાસુ રીસાળવારે તમારી સાસુને બીજી વહુવારૂ આણીઆલુ, તમથી પાગે પડે અદકેરારે. માથ૦ મહી૦ ૨ વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાહાનુડો એડલો સાહી રહયોરે, મેલો મેલો કાહાનજી જવાદો જાદવજી, અમ ઘેર જેઠ રીસાળવારે, તમારા જેઠ ને બીજી વહુવારૂ આણીઆલુ, તમથી નાહાવણ આપે અદકેરારે. માથે૦ મહી૦ ૩ વેચંતી સાચંતી નગરમાં પેઠી કાનુડો એડલો સાહી રહયોરે, મેલો મેલો કાહાનજી જવા દો જાદવજી, અમ ઘેર દીયર રીસાળુવારે, તમારા દીયરને બીજી ભોજાઇ આણી આપૂ, તમથી હેળો એલ અદકેરારે માથે૦ મહી૦ ૪ વેચંતી સાચંતી નગરમાં પેઠી કાહાનુડો એડલો સાહી રહયોરે, મેલો મેલો કાહાનજી જવાદોજાદવજી

એમ પેર નણદી રીસાળવાંરે, તમારી નણદીને બીજી મો
જાય આણાઆપુ તમથી માંથા ગુથે અદકેરારે માથે૦ મહી૦
૫ કડવે વચન ગોપીકા એમ બોલે મેલો મારો પાલવ ની
રલજરે, કુંવરીજન હજી તમે નથી જાણ્યો, છાની ધડુકે મા-
હર્યારે. માંથે૦ મહી૦ ૬ તોય ન સમજે છોગાળો છબી
લો, પાલવ સાહ ઉભો રહયોરે, ચીર ફાડી ચંદ્રાવળી ના
ઠી, કાહાનુડો હાથ ઘસી રહયોરે. માથે૦ મહી૦ ૭

### પંદર તીથીઓ.

પડવે પાતળીયા ગીરધારી. માહારે ઘેર આવજોરે લોલ,
બીજે બાળક બેઠું બાહાર કે મેં સમજાવીયુંરે લોલ,
ત્રીજે ત્રણ ભુવનનો નાથ, મોતીડે વધાવીએરે લોલ.
ચોથે ચંચળ બોલી નાર મથુરાંની વાટમાંરે લોલ.
પાંચમ પગલાં ભરજો પ્રેમ માહારે ઘેર આવજોરે લોલ.
છઠે છોગાળા ભગવાન ભગતને તારજોરે લોલ.
સાતમ શરદ કરે એક નારકે ગોકુળ ગામનારે લોલ.
આઠમ અવતરીયા ભગવાનકે નારણ નાથનેરે લોલ.
નોમે નરદ કરે એક નાર કે ગોકુળ ગામનારે લોલ.
દશમે મારયો મામો કંસ કે મથુરાંની વટમાં રે
એકાદશી પરણી જાળ્યા નાર કે સત્યભામા ભગારે લોલ.
બારશ બહુ બળીયા ભગવાન દસો દીશ વાગીવારે લોલ.
તેરશ ધન ધુએ એક નારકે ગોકુળ ગામનારે લોલ
ચઉદશ ભવાસીભટને ચોક કે રાશ રમાડજોરે લોલ.
પૂનમ પંદર તથો ચંદ્ર પૂરી હરી ગુણ ગાઇ રહીરે લોલ.

## સ્ત્રીઓને ગાવાનાં ગીતો.

### ગીત ૧ લું.

ભમરા પેહેલો વધાવો મારે આવીયો.
એ'તો મોકલ્યા મારા દાદાને દરબારરે,
વાડીના ભમરા દ્રાક્ષ સીંદરે ચાંપાનેરની,
માહારી માતાએ હરખ વધાવીયો.
મારા દાદાએ આલ્યા પાંચ છેડારે. વાડીના.
ભમરા બીજો વધાવો માહારે આવીયો.
એ'તો મોકલ્યા મારા મામાને દરબારરે. વાડીના.
મારી મામીએ હરખ વધાવીયો,
મારા મામાએ આલ્યા પચાસ છેડારે. વાડીના. ઇત્યાદિ.

### ગીત ૨ જું.

આણીતેડે ગંગારે પેલીતડે જમનરે, વચમાં સરસ્વતી નદીવહે છે
સોના ઘડુલારે રૂપલા ઇંઢાણી. સીતાબેન પાણીડાં સંચરચા,
રાસડીના પોહાચેરે, ઘડુલો ના ડુબેરે, કુવાને કાંઠે ઉભાં રહ્યાં
સોનાની ગોડીરે, રૂપલા દડુલારે, રામચંદ્ર રમવાને સંચરચા
કોણ રાયની બેટીરે કોણ તારૂં નામરે કેહરે નગરીનો ગરાશીયો
કોણ રાયનો બેટોરે કોણ તારૂં નામરે કહરે નગરીનો ગરાશીયો.
દશરથનો બેટોરે રામચંદ્ર નામરે અજોધ્યા નગરીનો ગરાસીયો
જનકની બેટીરે સીતાબેન નામરે હજી મ્હુ બાળ કુંવારડી,
પાનતાં બીડારે, સાત સો સોપારીરે લગન લખાવી વેહેલા આવજો

### ગીત ૩ જું.

જીરે આજ મે'તો ગણપત પરવત નોતરચા,

અડદાં તમેતો મારે પાપડ વાણુવા જોગ
મારે સજન મેળાવો જો મળ્યો.
જીરે આજ મેંતો ચોખા પરેવત નોતરેયા,
ચોખા તમેતા મારે વડીયા મુકવા જોગ,
મારે સજન મેળાવો જો મળ્યો.

ગીત ૪ થું.

પીઠીપીઠી ચોળો પીતરાણી, પેહેલી પીઠી ચહડસેરે મારા જીયાવર
તારતીને ચડશે પેલી છોડીને, પાકા તેલ ચહડશેરે મારા જીયા૦
કાચાં તેલ ચહડશેરે પેલી છોડીને, પડતી કેરી ખાશેરે મારા
જીયાંવર, ગોટલો ચુસસેરે પેલી છોડી.

ગીત ૫ મું.

લાડણો પાન ચાવેને રસ ઢોળે, લાડણો વળીવળી પાછું જુવે
જાણે મારા બાપા સાથે આવે, જાણે મારા સસરાનો રંગ રાખે
લાડણો પાન ચાવેને રસ ઢોળે, લાડણો વળીવળી પાછુ જુવે
જાણે મારી માડી સાથે આવે, જાણે મારી સાસુનો રંગ રાખે
ઇત્યાદિ.

ગીત ૬.

ત્રાંબા કુંડી તે નગર સોહામણું.
માંહી ભરીયાંરે ગવરીનાં ઘીઅ,
સાહેલીનો આંબો મોરીયો.
મારા કિયાભાઇનાં વાજીંતર વાગીયાં,
મારા મગનભાઇનાં વાજીંત્ર વાગીયાં
પેના વેવાઇના પડયારે નીશાન. સાહેલી૦

મારા કિવા ભાઇની મેડીએ દીવા બળે,
મારા મગનભાઇની મેડીએ દિવા બળે,
પેલા વેવાઇને ઘેર ઘેર અંધારૂં સાહેલી૦ ઇ૦

ગીત ૭ મું.

મારી ઊંમણુ વેવાણુ જાગરે તારા ઘર પછવાડે પઇ રહ્યા મોરરે
મારા પગ સુગુીને થયા થાંભલા, પેલી વેવણને સેઇગયા જાગમા
ડાબે ખુણે ડામચીયો ડોલેરે. ત્યાંતો બાલો બીલાડો બોલેરે
બાલો કહે બીલાડો થાઉ, બાજઠ તળે પેશી જાઉ.
કોળીઓ કંસાર ખાતો જાઉ, નહીતો ઘરનો ઊંદર થાઉ,

ગીત ૮ મું.

એના ઘર પછવાડે ઘટરે એને દિકરી જાણુાની રીતરે,
એના ઘર પછવાડે બાવળીયો, એને દિકરી જાણુાનો વાવળીયો ઇ૦

ગીત ૯ મું.

હળવે હલવે પૂછેરે મોટા ટોપા બાળાવરને વાંગે શાકી ચોખા
રવઇયોરે રવઇયો વર પોએ તે ભવઇયો.
અલ્યાડીરે અલ્યાડી વર પોએ તે બલાડી. ઇત્યાદિ.

ગીત ૧૦ મું.

લાડોતો કુચે કુચે મ ડયોરે, લાડીને કંસાર નવ ભાવેરે
લાડોતો દુકાળમાંથી આવ્યોરે લાડીતો સુકાળમાંથી આવીરે

ગીત ૧૧ મું.

લાડો લાડી જમેરે કંસાર કે ઉપર વેવઇ ટળવળેરે
દીકરી મને આંગળી ચટાડ કંસાર કેવો ગળ્યો લાગેરે
લાડો લાડી જમેરે કંસાર કે ઉપર વેવણુ ટળવળેરે

છોકરી મગને આંગળી મરડાકે ફંસા કેવા ગળો બાગેરે
સોળ વરસના સામળભાન ફેરા ફરતાં નાવડ્યારે
આટલી સરખી નાહાની બેહેનને ફેરા ફરતાં આવડ્યારે

ગીત ૧૨ મું.

ઉંચક મારા ઉપર ઝારીરે એતો લાકડી થઇ અમારીરે
એતો અમારાં કહ્યાં કરશેરે પેલી વેવણના બોજ પૂઠે ધરશેરે

ગીત ૧૩ મું.

શ્રાવણ નદીએ આવ્યાં પૂર ભાગો રૂશણાં.
પેલો વેવાઇ તણાયો જાય ભાગો રૂશણારે
મુકુતો ઘરબોળ જાય ભાગો રૂશણા,
બાંધુતો બંધાઇ જાય ભાગો રૂશણા,
તાણુંતો તુટી જાય ભાગો રૂશણા,

ગીત ૧૪ મું.

થાળીમા પરવાળુ નાચે ભમરારે વેવઇનીતો બઇરી નાચે ભ૦
જાડી છેતો બલા નાચે ભમરારે થાળીમાં પરવાળુ નાચે ભ૦

ગીત ૧૫ મું.

ઊંચે ટેંબે ઘંટી કેસરજાનીરે લોટ પડે પરેસુલો કેસરજાનીરે
કોરેમારે ધુલુ કેસરજાનીરે વેવઇની આંખમાં ફુલુ કેસર૦
એ ફુલુ કેમ મટશે કેશરજાનીરે ઉનાળુ ઓગંગશે કેસર૦
બીજી આંખમાં પડશે કેસરજાનીરે. (પ.)

ગીત ૧૬ મું.

તને કોને કહ્યું તું બોજ બાંધી લાવીનારે
હું તે નહી બેસુરે જીજી, નાક વઢાવુરે જીજી

સુના ચોપડારે જીજી

જખ મેં મારીરે જીજી ભુલ કીધીરે જીજી.

ગીત ૧૭ મું.

સોનાનું સળેકડુંને વાંએ ઉડયુ ગગનમાં.

વેવાઇ તાહારૂ નાક વઢાયુ જાન ભુખી જમશે (૪૦)

ગીત ૧૮ મું.

આવ્યા ઉન્હાળાનાં દંન કે, છોડી વેઝણો સેં ન લાવી
તાહારો બાપ ધરાણે મેલ કે, છોડી વીંઝણો શે ન લાવી
આવ્યા ઊન્હાળાના દંન કે, છોડી વીંઝણો શે ન લાવી,
તારી માને ઘરાણે મેલ કે છોડી વીંઝણો શે ન લાવી ૪.

ગીત ૧૯ મું.

અમે ધડકીયો ઘડ જીત્યારે આનંદ ભયો

લોક કહેશે કીયાભાઇ જીત્યારે આનંદ ભયો

એતો દીકરી પરણાવીને ઉઠયારે આનંદ ભયો.

લોક કહેસે કીયાભાઇ સાચારે આનંદ ભયો.

ગીત ૨૦ મું.

ડંકો વાગ્યોને લશકર ઉપડયુ ઝરમરીયા ઝાલા

આવી છે અમદાવાદની ફોજરે ઝરમરીયા ઝાલા

ઘેરયુ છે ઘોઘા ગામરે ઝરમરીયા ઝાલા

ગીત ૨૧ મું.

પાટલા દ્યોરે પાટલા દ્યો, પાટલા ન દ્યોપનો સુતારોને જાઓરે
સુતારોની અર્ધનારો પાટલા દ્યો ઇત્યાદિ.

ગીત ૨૨ મું.

છઇયાં હાંચ ધારેલાં લેજોરે

મારૂ માણક મેલુ થાશેરે, મારૂ રતનનં રજે ભરાશે;
છગ્ગા નારીને હાથ અમે મારયો, પેની લાડવઇનો હાથ હોરે જાણ્યો

ગીત ૨૩ મું.

એક લોલી તે લીલી લીલડી,
એક લીલીનાં જડીત્ર પલાણરે જગ લીલડી.
એક અમદાવાદ ગામને ગોંદરે,
મારી જાનનાં થયાં ધમસાણરે જગ લીલડી.
મારા સોના ઘોડાને અસે હાથીયા,
મારા હાથી દેખીને વેવાઇ ન્હી ગયો.
મારી કેમ કરી રેહેશે લાજરે જગ લીલડી.
મારા કીયા ભાઇએ સાનમાં સમજાવીયા;
મારા મગનભાઇએ સાનમાં સમજાવીયા;
તમારી ભલેરી રાખીશું લાજરે જગ લીલડી. ૯

ગીત ૨૪ મું.

બાડી આપી પાડા આપી, જાનૈયાની માડી આપી;
તોયે લડધા માડવા હેઠે.

ગીત ૨૫ મું.

અમે આવ્યાંતાં રંગભેર રમવારે,
અમે આવ્યાંતાં રૂપી વહુને લેવારે;
અમે આવ્યાંતાં રૂપી વહુને જોવારે;
એને જોવામાં શું જોશોરે.

ગીત ૨૬ મું.

મારાં ડાહ્યલાંરે ગાંડાં કેમરે વેઠાય મારા ફુલચંદ ડાહ્યા
મારા મોતીલાલ ડાહ્યા, મારા હિમતલાલરે સ ડાસાન ડાહ્યા
મારાં ડાહ્યલાંરે ગાંડાં કેમરે વેઠાય, પેલો હીરો ગાંડો.
પેલો વેલજી ગાંડો પેલા માણેકો આઘાઘુમ ગાંડો.

ગીત ૨૭ મું.

લાડકડી સહડારે કમાડ બાળા વરને નીરખવારે:
દાદાજી એ વર જોજો એમાં મારાં મન વસ્યાંરે;
કહો દિકરી ક્યાં થકી દીઠા શેણે તારાં દલ વસ્યાંરે
નીશાળે ભણનલો દીઠો અક્ષરે મારાં દીલ વસ્યાંરે.

ગીત ૨૮ મું.

આવ્યોતા ચકલાનો ચોર લાખેણી લાડી લેઇ ગયોરે
આવ્યોતો નગર ધુતારો લાખેણી લાડી લેઇ ગયોરે,
આવ્યોતો જીનાગનો છબીલો લાખેણી લાડી લેઇ ગયોરે

ગીત ૨૯ મું.

પાણીમાનો રથ ખોલે બોલરે જમાઇડા;
તારી માડી પડીયાં પાડે મારો બાપ કાહાડી લાવે બોલરે.
પાણીમાનો રથ ખોલે બોલરે જમાઇડા.
તારી કાકી પડીયાં પાડે મારો કાકો કાઢી લાવે. બોલરે.